# પાણિગ્રહણ સંસ્કાર.

જે જીવન છે તે પુરૂષાર્થને વાસ્તેજ, કારણ કે મનુષ્ય, પશુ, પક્ષિ આદિ અનેકાનેક જીવ સૃષ્ટિ સ્થાવર જંગમાત્મક સકલ જગતનો વિચાર કરીએ છીએ ત્યારે=सोऽकामयत बहु स्याम् । स तपोऽतप्यत स तपस्तप्त्व इदं सर्वमसृजत् तैत्तिरीय ૨-૬-૨ એ અપૌરૂષેય પરમવાક્ય પ્રાપ્ત થાય છે. એથી,

## પરમ પિતા.

પરમાત્મા પરબ્રહ્મને વિચાર થયો કે एकोऽहं बहु स्याम्, प्रजाये येति । હું એક છું તે અનેકરૂપે થાઉં, તેની સાથેજ વિશ્વની લીલા આરંભાઇ, એથી પરમાત્મા તેજ પરમ પિતા.

## પિતાથી પ્રાપ્ત થયેલ સંપૂર્ણ સત્તા અને અધિકાર.

પરમાત્માની અનેક કૃતિઓમાંથી એક મહાન્ અદ્ભુત વસ્તુ તે માણસ. માણસની વિશિષ્ટતા તેના વિવેક અને વિચાર શકિતમાં સમાયલી છે. દુનીઆમાં સૂર્ય, પૃથ્વી આદિ સાત અદ્ભુત ચીજો ગણાય છે, પરંતુ એ અદ્ભુતતાનું ધ્યાન કરનાર માણસ શું એક અદ્ભુત ચીજ નથી? એમાં જો સ્નેહ, અનુરાગ, અને અને શૌર્ય જન્મે તો 'નર' પદ ખરેખર ધારણ કરી નૃસિંહ બની શકે.

માણસની અધમમાં અધમ દશા તે પશુ વૃત્તિ ઉત્કૃષ્ટ પદ તે તેનું દેવપદ. માણસ પર વિચાર કરવા કવિઓ તેમજ તત્વજ્ઞોના ડહાપણ ક્ષુલ્લક ગણાયાં છે. પાશ્ચાત્ય દૃષ્ટિએ માણસ એક વિચારક શૌર્ય વાળો સાહસિક અને લોભ લાલચ આદિ ક્ષુલ્લક વૃત્તિવાળો

ભાસે છે, પૌરસ્ત્ય દૃષ્ટિથી પરબ્રહ્મનો દિવ્યાંશ જણાય છે. પ્રથમ દૃષ્ટિમાં ભૌતિક દૃષ્ટિનું કથન છે. તો બીજીમાં આધ્યાત્મિક દૃષ્ટિનો વિચાર છે, પરંતુ એટલું તો યથાર્થ છે કે, માણસ મનુષ્યત્વથી ધ્રુવપદ પામી શકે છે. આજ ગુણ વડે તે સિંહ આદિ ક્રુર પ્રાણિ વશ કરી શકે છે, પ્હાડો ચઢી શકે છે, સમુદ્રો ખેડી શકે છે, વાયુ વશ કરી શકે છે, અને વિદ્યુતને તે પોતાને અર્થે વાપરી શકે છે, માણસાઇથી તે મહાન્ પ્રેમી, ધર્મવીર, દેશભક્ત, યોગી, નર અને છેવટે નારાયણ પણ થઇ શકે છે.

## સ્વતંત્રતા અને અધિકારથી પ્રાપ્ત થતી કર્તવ્યતા.

શ્રી પરબ્રહ્મ પરમાત્મા શ્રી કૃષ્ણ પ્રભુ કથે છે કે पौरुषाद् वश्यते सिद्धिः મનુષ્ય પુરૂષાર્થથી અને યોગથી અષ્ટ સિદ્ધિ સંપાદન કરે છે. એથી સિદ્ધ થાય છે કે માણસની ખરી કિંમત તેની આત્મિક સ્વતંત્રતામાં અને લઘુતામાં છે. કહ્યું છે કે 'લઘુતાસે' પ્રભુતા વસે ! આત્મિક સ્વતંત્રતાનો અર્થ તોછડાઇ, અથવા ઉચ્છૃંખલતા નહિં, પરંતુ નમ્ર બની ઉંચી આકાંક્ષાઓ, તેની સાથે નિરાશ ન થવું એ કારણ કે ગગન વિંધવા ઇચ્છનાર, ઝાડની ટોચ વિંધવા ધારનાર કરતાં વિશેષ બાણ નાખી શકે છે. એ પ્રમાણે આત્મ-શ્રદ્ધાથી દરેક માણસે પોતાનો સ્વતંત્ર વિચાર જાહેર કરતાં, અમુક પ્રશ્ન પોતે વિચારતાં, પોતાનો મત બાંધતા, ન્યાય સમજતાં અને અધિકાર સમજતાં શીખવું જોઇએ. અને એવા પ્રકારની સ્વતંત્ર-તામાંથીજ ભવભૂતિ, કોલંબસ વગેરે અનેકાનેક મહાન્ પુરૂષો અને તેમના વાક્યો, જેવાં કે 'उत्पस्यते मम कोऽपि समानधर्माः' મારા જેવો કોઇ ઉત્પન્ન થશે તે મ્હારા લખાણની કિંમત આંકી શકશે કારણ કે કાળ અગાધ છે અને પૃથ્વી વિશાળ છે—તેમજ તેમની કૃતિ—અમેરિકાનું શોધન વગેરે અનેકાનેક દાખલાઓ—પ્રાપ્ત થાય છે.

# કર્તવ્યતામાં મનોબળ.

મન એજ મનુષ્યના બંધ મોક્ષનું કારણ છે. અમેરિકાનું શોધન વગેરે અનેકાનેક દાખલાઓ વિચારતા માલમ પડે છે કે આવાજ બળ વડે ગમે તેટલી ગરીબ સ્થિતિમાં પણ માણુસ પોતાની માણુસાઇ જાળવી શકે છે. આ ગુણ વડેજ દુર્ગુણો મહાત થઇ શકે છે અને સત્યતા અને સાલસાઇ ગ્રહણ થાય છે અને પ્રભાવ પ્રકટે છે. આપણા શાસ્ત્રમાં આવાં અનેક વચનો છે. 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः। आत्मैवह्यात्मनो बन्धुः।' આ પ્રમાણે મનુષ્ય ઇશ્વરી કાનુનો પાળી અભય સામ્રાજ્ય સત્તા ભોગવી શકે છે.

જે પ્રમાણે ફુલોને વિષે સુગંધ, તલમાં તેલ, દુધમાં ઘી, શેરડીમાં ગોળ ગુપ્ત પડયા રહ્યાં હોય છે, તેજ પ્રમાણે લાકડામાં અગ્નિ સળગવાની વાટ જોતો ગુપ્ત પડયો રહ્યો હોય છે પણ લાકડાને જો સળગાવવામાંજ ન આવે તો કરોડો વર્ષ સુધી તે પડી રહે તો પણ તેનામાં અગ્નિ છે એવું કોને ભાન થાય? આપણામાં રહેલ આશ્ચર્યકારક સામર્થ્યોને પ્રકટાવવાનો આપણે પ્રયત્નજ ન કરીએ તો પછી તે. 'ममांगेन स्थितं जगत्' આપણામાં છે, એવું આપણને શી રીતે ભાન થાય? એક ગોટલો બતાવી કહીએ કે આ ગોટલામાં હજારો મણ મીષ્ટ કેરીઓ આપવાનું સામર્થ્ય રહેલું છે તો તે જેમ અજાણ્યા માણુસ આપણી વાતને હસી કાઢે છે તેમ મનુષ્યના મનમાં સર્વ પ્રકારનાં લૌકિક તથા અલૌકિક સામર્થ્યો રહેલાં છે તે ન માનતાં મનુષ્યના મનની શક્તિઓને ખાવું, પીવું, વિષય સુખો ભોગવવાં, વ્યવહારના પ્રાપ્ત કાર્યો કરવા અને મરણ આવે મરવું એટલીજ મર્યાદા વાળી માને છે. મનમાં રહેલાં અગાધ સામર્થ્યોને મનુષ્ય જ્યારે સમજવા લાગે છે ત્યારે મધ્યાન્હના સૂર્ય પ્રતિ નેત્ર માંડવાથી જેમ દ્રષ્ટિ ઝંખવાઇ જાય છે, તેમ મતિ ચકિત થઇ જાય છે જેમ દહીંને વલોવવાથી તેમાંથી માખણ નીકળ્યા વિના રહેતુંજ નથી તેમ પ્રયત્ન કરવાથી આંતરમાંથી

જે કાંઇ સામર્થ્ય તથા બુદ્ધિ જોઇતાં હોય છે તે નીકળ્યાં વિના રહેતાંજ નથી.

આપણું અંતર સર્વ સામર્થ્યવાન્ અને જ્ઞાનના મહાસાગર જે પરમાત્મા છે તેમની સાથે નિરંતર સંબંધ વાળું છે. જેમ મોટા સરોવરની સાથે સંબંધ કરી રહેલા પાણીના નળની ચકલીમાંથી જેને જે સમયે જેટલું જોઇએ તેટલું પાણી મળે છે, તેમ પરમાત્માની સાથે સંબંધ કરી રહેલાં આપણા અંતરમાંથી આપણને જે સમયે જેટલું જોઇએ તેટલું સામર્થ્ય અને બુદ્ધિ મળે છે. પરંતુ જેમ ચકલી ઉઘાડયા વિના એક ટીપું પણ જળ મળતું નથી તેમ પ્રયત્ન વિના અંતરમાંથી કશુંજ મળતું નથી.

## મનોબળનો નિશ્ચય આત્મશ્રદ્ધા.

જેમ દીપકમાંથી પ્રકાશનાં કિરણો નિકળ્યાં કરે છે તેમ આપણા મનમાંથી અમુક પ્રકારના સામર્થ્યોવાળાં વીજળી જેવાં કિરણો નિકળ્યાં કરે છે. એથી દરેક વસ્તુ સાધ્ય છે, પરંતુ પોતાકી વૃત્તિઓ યોજતાં જોઇએ. અને એથીજ 'योजक स्तत्र दुर्लभः' આવાં વાકયો છે. એમાં ભય અને અવિશ્વાસ ન હોવાં જોઇએ.

ઉચ્ચ મનોરાજ્યને સિદ્ધ કરવા ઇચ્છનાર મનુષ્યે ભયને અને નિરૂત્સાહને ફળસિદ્ધિમાં મોટા વિઘ્ન રૂપ જાણીને તેમને પોતાના અંતઃકરણમાં એક ક્ષણ પણ સ્થાન નહિ આપવું જોઇએ. તેમજ શ્રદ્ધાને તેણે સ્વલ્પાંશમાં પણ નહિ ત્યજવી જોઇએ. તેણે જાણવું જોઇએ કે ભય અને નિરાશા ઉન્નતિના વેગથી દોડતા રથને અટકાવનાર વચ્ચે આડા આવનાર મોટા પથરા છે, અને જે સુખ પ્રતિ તેણે પ્રયાણ આરંભ્યું છે ત્યાં ન પહોંચવા દેનાર માર્ગમાં આડી આવનાર ઉંડી ખાઇ છે. ફળસિદ્ધિના સમયને આપણે નિરાશા ધરીને લાંબો કરીએ છીએ. જ્યારે કરવા માંડેલું કાર્ય છોડી દઇએ છીએ ત્યારે આપણે આપણા મનની સ્થિતિને અધિક અધિક સંકુચિત કરતા જઇએ છીએ. જ્યારે આપણે

આગળ વધવાનું અટકાવીએ છિયે ત્યારે આપણે પાછળ હઠવા માંડીએ છીએ, ઉન્નતિ પ્રતિના પ્રયાણને અટકાવતાં અવનતિ પ્રતિ આપણું પ્રયાણ થાય છે.

ઉચ્ચ ઉદ્દેશ અથવા ઉચ્ચ મનોરાજ્ય સિદ્ધ થવું અસંભવિત છે એવું જેઓ માને છે તેમનું તે માનવું કોઇપણ પ્રકારના આધારવાળું નથી. આવું માનવું એ ભયથી ઉત્પન્ન થએલા ભ્રમને લીધે થાય છે.

ગાડીમાં બેસીને આપણે આગળ માર્ગ કાપીએ છીએ ત્યારે આપણા માર્ગમાં જે વૃક્ષ વગેરે આવનાર હોય છે તેજ આપણને દૂરથી દ્રષ્ટિએ પડે છે. આગળ ચાલવા માંડતાં આ વૃક્ષો આપણને સમક્ષ થયા વિના રહેતાંજ નથી. તેમ આપણી આંતર દ્રષ્ટિને જણાયલું મનોરાજ્ય પ્રયત્ન કર્યા કરતાં આપણને પ્રત્યક્ષ થયા વિના રહેતુંજ નથી.

## વ્યાવહારિક પ્રાતિભાસિક સત્તા ( વિશ્વાસ ગૌરવ )

જે પ્રમાણે આપણું મુખારવિંદ જોવાને આપણી સામેના કાચને સ્થિર, અવિકારી અને સ્વચ્છ રાખવાની જરૂર છે તે પ્રમાણે આપણું મનોરાજ્ય સ્થિરાદિ ભાવવાળું હોવું જોઇએ. કારણકે અસ્વચ્છતા અને અસ્થિરતાના યોગે વિપરીત ભાસે છે.

એથી ચિત્ત લક્ષણાએ યુક્ત चित्तस्य लक्षणम् स्वच्छत्वमविकारित्वं शांतत्वमिति श्रीमद् भा० स्कं० ३ श० ६ श्लो० २२) શાંત અવિકારિ અને સ્વચ્છ ભાવવાળું હોવું જોઇએ. તે ન સમજાયાથી જેમ મોટર, તેમજ આગગાડી ચલાવવાને કોઇ પણ પ્રયત્ન કરે તો તે ચાલે છે, પરંતુ તેની દિશા ફેર પડી જાય છે, અને વિપરીત ફળ મળે છે, પરંતુ કોઇની પણ પાસે એનું જ્ઞાન સંપાદન કરનાર પોતે ચલાવવાને પ્રયત્ન કરે તો પોતાની ધારેલી દિશાએ

પહોંચી જાય છે. અને એથીજ સદ્‌ગુરૂની સત્સંગની અને તેમજ સંસ્કારની ઉત્કૃષ્ટતા આપણા પ્રાચીન મહર્ષિઓ અનેક પુસ્તકોમાં અનેક દૃષ્ટાંતોથી આપી ગયેલા છે, એ ન સમજવાથી કેટલાકો કહે છે કે અમો ઘણીવાર અમુકને ન મળવા ધારીએ છીએ ત્યારે તે પહેલાંજ અમારા સન્મુખ આવી રહે છે. એમાં મનોરાજ્ય તો અમારૂં ન મળવું એ હતું, એથી મનોરાજ્ય સિદ્ધ માનવું એ ભુલ ભરેલું છે. પરંતુ એમાં પોતીકી વિપરીત ભાવનાનુંજ કારણ છે. પોતીકો ભાવ અનહદ હોવાથી કેટલીક ફેરા તો ન આવ્યા છતાં યે આવ્યા એમ ભાસે છે એમ તેનાજ વિચારોથી તેનુંજ મનન તથા ચિંતવન થતુ હોવાથી પ્રત્યક્ષપણું પ્રાપ્ત થાય છે. અને કીટ ભ્રમર ન્યાયે તો પોતેજ તદ્રુપ બની જાય છે. અને તેની સાથેજ દરેક વસ્તુને પણ તે રૂપજ જુએ છે. કંસારિ ભગવાને શ્રી રામાવતારમાં તેમજ ( आसीनः सविशास्तिष्ठन् भुंजानः पर्यटन् महीम् । चिंतयानो हृषीकेशमपश्यत् तन्मयं जगत् ॥ श्री. भा. द. पू. अ. २–२४.) કંસે પણ એ પ્રમાણેજ સૂતાં, બેસતાં, જમતાં, અને પૃથ્વી પર ફરતાં આખા જગતને શ્રી હરિરૂપજ જોયું હતું, એમાં ભેદ માત્ર એટલોજ હતો કે શ્રી રામચંદ્રજી પ્રભુએ હે સીતે ! હે સીતે ! એમ વૃક્ષ વગેરેને સંબોધન કર્યું ત્યારે દેવી પાર્વતીએ શ્રી શંકર પરમાત્માને કહ્યું કે તમો જેને ઇષ્ટ દેવ માનો છો તેમને આવો વ્યામોહ કેમ ? ત્યારે શંકર પરમાત્માએ એ મોહ નથી પણ લોકસંગ્રહ ક્રિયા છે એમ કહ્યું એથી પાર્વતીએ સીતાનું સ્વરૂપ ધારણ કરી શ્રી રામચંદ્રજી પ્રભુને આહવાન કર્યું. તે વખતે શ્રી રામે માતા કહી પ્રણામ કર્યા, એ સર્વજ્ઞની સિદ્ધતામાં ન્યૂનતાનું ભાન નષ્ટ કરવા સાથે મનુષ્યોને હું કોણ છું ? અને મારૂં કર્તવ્ય શું છે ? એની આવશ્યકતા નથી દેખાડતા ?

## ગૌરવ સિદ્ધિ-

કર્તવ્યા કર્તવ્યનું ભાન ભૂલવાથી આપણે દુઃખનો અનુભવ શું નથી કરતા ? આપણો વ્યહવાર સુખરૂપ ચાલતો હોય તો પણ

(लक्षेशः क्षितिराजतां क्षितिपतिः।) સમગ્ર ભૂમંડલના માલિક થઇ જવાની ઇચ્છાએ, વિના પ્રયત્ને એકદમ દ્રવ્ય મેળવી સુખ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરીએ છીએ. એનો વિચાર કરીએ છીએ ત્યારે દ્રવ્ય મેળવવામાં, મેળવેલામાં, વધારવામાં, રક્ષવામાં, ખર્ચવામાં, ઉપભોગમાં અને નાશમાં આયાસ, ખેદ, ત્રાસ, ચિંતા અને ભ્રમ થાય છે. મેળવવામાં અને વધારવામાં આયાસ થાય છે; રક્ષવામાં ત્રાસ અને ભય થાય છે; તેના ખર્ચ તથા ઉપભોગમાં ચિંતા થાય છે; અને નાશમાં ભ્રમ થાય છે. દ્રવ્ય મેળવવાને વાસ્તે ચોરી, હિંસા, જુઠાણું, દંભ, કામના અને ક્રોધ એવા અનર્થો થાય છે. અને મેળવેલા અર્થને વિષે ગર્વ, મદ, અભિમાન, ભેદ, સ્નેહનો ત્યાગ, વેર, અવિશ્વાસ સ્પર્ધા અને પરસુખનું અસહન તથા સ્ત્રી, દ્યૂત અને મદ્ય એ ત્રણ વ્યસન એવા નવ અનર્થ છે. અને ઉપલા છ મળી પંદર અર્થ સાધવાનાં કારણો છે, તે અનર્થરૂપજ છે, એથી સિદ્ધ થાય છે કે સુખને શોધવામાં દુઃખનીજ દિશાએ જઇએ છીએ. એથી ગૌરવ એજ સિદ્ધિ છે.

## પારમાર્થિક પ્રાતિભાસિક સત્તા.

પરમાર્થ દશામાં આપણે પત્થર અગર માટીની આપણા હાથથીજ તૈયાર કરાયલી કરાવાયલી મૂર્તિમાં, આપણે ઇશ્વરને જગતનિયંતા, સર્વેશ્વર, સર્વ શકિતમાન અને સર્વવ્યાપિ કહેવા તથા માનવા છતાં, ઇશ્વર નથી એમ માનીએ અગર મનાય, એમાં આપણોજ સંકલ્પ અને ભાવના.

કોઇ એક ધનલોભી મનુષ્ય રસ્તેથી જતો હોય અને એક ગોળો માથાપર આવી પડે, માથું ફૂટી લોહી નીકળે, જીવવાની આશા પણ ઘાથી નહિ રાખી શકાતી હોય, પરંતુ તેજ પડેલો ગોળો સુવર્ણનો હોય તો, તરતજ તે લઇ સુખ માને. તે સુવર્ણ ધન દુઃખોત્પાદક અને મૃત્યુકારક હોવા છતાં પ્રત્યક્ષ દુઃખરૂપ વેદનાનું પણ તેને સ્મરણ

નથી રહેતું, તેજ પ્રમાણે મૂર્તિને વિષે જેને ભાવના છે, તેને પ્રત્યક્ષ ઇશ્વરરૂપપણું, અને તે પણ ન દુઃખપ્રદ કે ન મૃત્યુકારક હોવાથી તે વિશેષ તેઓને સુખનો અનુભવ કેમ નહિ આપે ? એથી ભાવ એજ પ્રાધાન્ય છે. મનની ભાવના વડેજ કર્તાપણું, અકર્તાપણું આદિ લઇ આ તમામ જગત પ્રપંચની ઉત્પત્તિ અને માનસિક કર્મની અર્થ સાધકતા સિદ્ધ કરવામાં આવેલી છે. ભાવના નિરંતર ઉઠયા કરવી એજ મનનો સ્વભાવ, ધર્મ અથવા તેની ક્રિયા છે. અને અંતઃકરણની સાભાસ વૃત્તિ [એટલે ચેતનના આભાસ સહિત વૃત્તિ] નેજ ભાવના એવી સંજ્ઞા અપાય છે. અંતઃકરણની વૃત્તિ બાહ્ય વિષયોને પહોંચીને પાછી ચક્રાકાર બની શુલાંટ ખાઇ પદાર્થના આકારને પહોંચે છે, તદાકાર બને છે. જેવી જેવી આપણી ભાવના થાય તેવે તેવે રૂપે બ્રહ્માત્મ તત્ત્વ વિવર્તને પામે એવો એ વસ્તુનો સ્વભાવ છે. બ્રહ્મમાં ભાવના પ્રમાણેજ તે તે પદાર્થોના આકારો સ્ફુરે છે. વાસ્તવિક રીતે જોતાં તેઓનું કોઇ નિયત જુદું રૂપ મૂળે છેજ નહિ. માત્ર 'ભાવના' ભાવના રૂપજ છે. જે વસ્તુમાં કે વાતમાં સાચાપણાની ભાવના કે અધ્યાસ થયા હોય તે વસ્તુ કે તે બાબત વજ્ર કરતાં પણ અધિક દ્રઢ થઇ પડે છે. અને જે વસ્તુ મિથ્યા સમજાઇને બાધિત થઇ હોય તે વસ્તુ કે તે બાબત કાંઇપણ દ્રઢ ન લાગતાં શૂન્ય રૂપ થાય છે. સરસ્વતીચંદ્રના કર્તા સાક્ષર કવિ ગોર્વધનરામ માધવરાવ ત્રિપાઠીના અક્ષરમાં કહીએ તો પ્રીતિ અને વિશ્વાસ ખોટામાંથી સારો અર્થ શોધાવે; અપ્રીતિ અને અવિશ્વાસ સારા હેતુમાં ખોટાનું ભાન કરાવે.

જેમ નદીનો પ્રવાહ એક ચકરી તરંગરૂપ આકારને મૂકીને તરતજ બીજી ચકરી રૂપ આકારનું ગ્રહણ કરે છે તેમ ચિત્તની વૃત્તિ ( ભાવના ) પણ એક આકારને છોડીને બીજાનું અને બીજાને છોડીને ત્રીજાનું એમ નિરંતર ગ્રહણ કરતી રહે છે. [ अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव । एकस्तथा सर्व-भूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ य० वे० कठोपनिषद् ] જેમ જગતમાં રહેલો એકજ અગ્નિ રૂપ રૂપ પ્રત્યે તેવાં તેવાં રૂપનો થાય છે,

તેમ સર્વ ભૂતની માંહ્ય તથા બહાર રહેલો એકજ પરમાત્મા રૂપરૂપ પ્રત્યે તેવાં તેવાં રૂપનો થાય એમાં જેમ આત્માને વિષે કહ્યું છે, તેમ એ વાત ભાવનાને પણ એમજ લાગુ પડે છે, અંતઃકરણની વૃત્તિ ચેતનના આભાસવાળી હોઇને [તાદાત્મ્ય સંબંધને પામીને] આત્માનો રૂપ રૂપ પ્રત્યે તેવાં તેવાં રૂપ થવાનો જે ધર્મ છે તે ધર્મવૃત્તિ [ભાવના] ને વિષે પણ તેવીજ પ્રતીત થાય છે.

જેમ જળ એજ સમુદ્ર, તથા ઉષ્ણતા એજ અગ્નિ છે, તેમ ચિત્ત મનની ભાવના એજ સંસાર છે. કર્તા, કર્મ અને કરણ; ભોક્તા, ભોગ્ય અને ભોગ તથા દષ્ટા દશ્ય અને દર્શન; એમ નવ પ્રકારનો અથવા ત્રણ-ત્રિપુટી રૂપ સંસાર કેવળ એક ચિત્ત [ભાવના] રૂપજ છે. જેમ સુવર્ણ પરીક્ષક કટક કુંડલાદિ ઘાટ-આકારનો ત્યાગ કરીને તે સર્વ સુવર્ણજ છે એમ જાણે છે, તેમ જ્ઞાની, વિવેકી પુરૂષ જગતમાં રહેલા ભુવનની તથા વનની વિચિત્રતાનો ત્યાગ કરીને તે સર્વ ચિત્તભાવના રૂપજ છે એમ જાણે છે. [ चित्तं जगन्ति भुवनानि वनान्तराणि संलक्ष्यते स्वयमुपागतमात्मभेदैः । केयूरमौलिकटकैश्च लसत्स्वरूपं त्यक्त्वैव कांचनधियैव जनेन हेम ॥ यो० वा० उ० प्र०]

જેને ભાવ નથી શ્રદ્ધા નથી તેના આગળ પ્રત્યક્ષ પણાથી પણ શું? [नास्ति मूलमनौषधम्] વનસ્પતિ ઔષધ રૂપ છે, અને તેને વૈદ્ય જાણે છે, છતાં આયુર્વેદમાં પ્રમાણ છે કે જેને શ્રદ્ધા નથી ભાવ નથી, તેને દવા આપવી નહિ કારણ કે રોગીને જેના પર શ્રદ્ધા હોય છે તેનાથીજ સારૂ થાય છે. એમાં કોઇકને એવી શંકા થાય કે અગ્નિ પ્રત્યક્ષ થાય અને શ્રદ્ધા ન હોય તો પણ દઝાય છેજ. પરંતુ તે પણ બનતું નથી, તે યોગીઓ જાણે છે. અને તેથીજ [ तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः । कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ श्रीगी. अ० ६-४६ योगस्थः कुरु कर्माणि अ० २-४८] યોગને વિષે સ્થિત થઇ કર્મને કર એમ પરમાત્માએ શ્રીમુખે કહ્યું છે.

સ્વાભાવિક સદ્‌ગુણ વિનાના માણસો બધે ઠેકાણે વિવેક રાખી શકતા નથી. ઇશ્વર તો અજાણ્યે ઠોકર ખાનારના પગમાંથી પણ લોહી કાઢે છે. અને અવિકવેના ફળ જાણે અજાણ્યે, દેખીતા કે અણદેખીતાં પણ સવ જમીનમાં પોતાના મૂળ નાખે છે. એનુંજ નામ **સંસ્કાર** છે. ફળ દેખાયે અજ્ઞાની માનવ કારણ ન સમજાયાથી સંસ્કારો તરફ દુર્લક્ષ્ય થઇ ગયેલું છે તે ન જોતાં ઇશ્વરને માથે આરોપ મૂકે છે, અને પોતાનો પાછલો અવિવેક ભુલી જાય છે. અથવા તો તે અવિવેક અને તેના ફળનો સંબંધ જોઇ શકતાં નથી એ વિપરીતાભાસનો પારમાર્થિક દશાનો સિદ્ધાંત.

એ ઉપરથી વિચારતાં, આપણે આપણા **બુદ્ધિવાદને—તર્કોને** સ્થાન નજ આપી શકીએ. આપણે આપણો ધર્મ જે સર્વ ધર્મોમાં મહાન્ છે; જેને, રોમ, ઇરાન, નેસ્ત, બેબિલોન અને ઇજીપ્ટ વૃદ્ધ માનતા અને **પાશ્ચાત્ય મહાપંડિત મેક્સમુલરે** પ્રશંસા કરેલી છે. તેને આપણે શ્રદ્ધાથી માનવો જોઇએ જ્યાં લગણ શ્રદ્ધા ન ધરીએ ત્યાં લગણજ શંકા, શ્રદ્ધામાંજ સર્વ ક્રિયાનો **સતી ધમનો** સમાસ અને એ ક્રીયા તે,-

## —સપ્તપદી—

સપ્તપદીમાં **કેવળ** પ્રેમ અથવા **ફરજ**-પરિવર્તન રૂપ ધર્મનો ત્યાગ કરીને ધર્મનાંજ તત્વોથી, જે પ્રમાણે કામવાસનાથી રહિતપણામાં સંસ્કાર કર્યાં તેજ પ્રમાણે સમાપ્તિ કરી જગતદ્વંદ્વ હોવાથી સ્ત્રી પુરૂષ ઉભયથી એકાર્થતાની સિદ્ધી હોવાથી ધર્માર્થ કામ કાર્યોમાં યજ્ઞમાં હોમમાં અને દાનમાં, સુખમાં અને દુઃખમાં જે કાંઇ હશે તેમાં સંતોષ પામી સંતોષ આપીશ.

**एको देवः सर्वभूतेषु गुढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेतः केवलो निर्गुणश्च ।**

એક અદ્વિતીય આત્માદેવ, સર્વ શરીરોમાં ગુઢ થઇને રહ્યો છે તથા સર્વવ્યાપી છે, સર્વ ભૂતોનો અન્તરાત્મા છે, પુણ્ય અને પાપ રૂપ સર્વ કર્મોનું ફલ આપનાર છે, બુદ્ધિ આદિક સર્વ સંઘાતનો

સાક્ષી છે અને ચૈતન્ય રૂપ છે—આ શ્રુતિ સ્થાવર જંગમ રૂપ સર્વ શરીરોના સંબંધવાળા એક નિત્ય વિભુ આત્માને કથન કરે છે, અને [पतिरेव प्रभुः स्त्रीणाम्] એકજ એ પતિ છે.

## ચરૂ ભક્ષણ.

ઐકયતા સપ્તપદીથી આ પ્રમાણે સિદ્ધ કરીને ચરૂ ભક્ષણમાં સમાનતાનો ત્યાગ કર્યો. જેને પોતાના પ્રભુ રૂપ ગણ્યા તેનાથી પહેલ્લાં ભોજન હોયજ નહીં, એ સર્વ કોઇ સ્હમજી શકે, પણ ધર્મ ક્રિયામાં ધર્મ શાસ્ત્રનું વચન પ્રમાણ માનવું, એ મુખ્ય ધર્મ હોવાથી ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર પ્રથમ વરરાજા વધૂને પ્રાશન કરાવે છે, અને પછી પોતે પ્રાશન કરે છે, એમાં જે સપ્તપદીમાં સ્ત્રીએ એકજ ધર્મ માન્યો, એથી એ સ્ત્રીને વર પોતે, મંત્રથી પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. પ્રથમ પ્રાણનું દાન કરે છે, અને પ્રાણ અર્પણ કર્યાબાદ માંસ અસ્થિ અને ત્વચાનું દાન કરે છે અને સ્ત્રીની સાથે એ પ્રમાણે ધર્મ અર્થ કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરૂષાર્થ સાધી શકાય છે, એમ ફલિતાર્થ બતાવી આપે છે, પણ એમાં સમાનતા બતાવી નથી. સૃષ્ટિમાં સમાનતા, વિકાશનો વિરોધ કરે છે, સૃષ્ટિમાં મહાન્ તત્વો તે સૂર્ય અને ચંદ્ર એનાથી એ બન્ને દેવોથી—મન અને આત્માથી સૃષ્ટિ છે, એ બન્ને તત્વોમાં અસમાનતા છે, એજ ઉદય છે. સમાનતા, એ સર્વ નાશ છે. એમજ સ્ત્રી અને પુરૂષ એમાં સમાન ધર્મ નજ ઘટી શકે, પથમ સ્ત્રીને, [ચરૂભક્ષણ થયું તે હવે સ્ત્રીથી પ્રથમ ભોજન નજ થાય. પ્રીતીસહ ભોજન એકજવાર તે હવે બીજીવાર સાથે એક પાત્રમાં ભોજન નજ થાય એમ સ્ત્રી પુરૂષના ધર્મ નિરૂપણ કર્યા અને એજ પ્રમાણે.

**स्वां स्वां प्रतिपद्यन्ते, परस्पराकूतहेतुकां वृत्तिम् ।**
**पुरुषार्थ एव हेतुः न केनचित्कार्यते करणम् ॥**

सांख्यतत्व कौ० का० ३१.

**यथाहि बहवः पुरुषाः शाक्तीकयाष्टिक धानुष्क कार्पाणिकाः कृतसंकेत, परावस्कदनाय प्रवृत्ताः तत्रान्यतमस्याकूतमवगम्यान्यतमः प्रवर्तते प्रवर्तमानस्तु शाक्तिकः शक्तिमेवादत्ते न तु यष्ट्यादिकम्, एवं याष्टिकोऽपि यष्टिमेव न शक्त्यादिकम् पुरुषार्थ एव हेतुः न केनचित्कार्यते करणम् ।**

રાજ્ય પ્રાપ્તિમાં પુરૂષાર્થ એજ હેતુ છે, એમાં બધાએ સાથે મળી સૌ-સૌએ પોતાના અધિકાર પ્રમાણે પોતાનું સ્થાન લેવું જોઇએ. અને એમ સાથે રહીને ધ્યેય એકજ રાખી પોતાનો ધર્મ બજાવે તો ધ્યેય વસ્તુ મેળવી શકે છે, તે પ્રમાણે જેનો જેનો અધિકાર, જેમ રાજ્યમાં રાજા તરફથી તેમ સમ્રાટ રૂપ ઇશ્વર તરફથી; જેવો જેવો પ્રાપ્ત થયો હોય તે ઇશ્વરરૂપ ધર્મનું પ્રતિપાલન કરવાથી શ્રેય સાધી શકાય છે, એમાં સંશય થયા કરે ત્યારે संशयात्मा विनश्यति એમાં આપણે આપણીજ ઉન્નતી સાધી શકતા નથી એમ સિદ્ધ થાય છે. એથી શંકા કરતા કરતા આપણી ઉન્નતિ નથીજ થતી અને આપણા વાસ્તે શંકા આવી પડે છે, એને વાસ્તે એક શંકાનો ઉલ્લેખ કરવાથી સમગ્ર શંકાનો ઉદ્ભવ નજ પામે એ હેતુથી જગત્‌ના કર્તા બ્રહ્મમાં જે-આપણને શંકા થાય અને તે શંકા ખોટીજ હોય તો પછી એમ દરેક શંકા ખોટીજ ઉદ્ભવે છે એ સિદ્ધ થાય છે.

પુરાણમાં શ્રીમદ્ ભાગવત આદિમાં तृ० स्कं० अ० १२ શ્લોક २८

वाचं दुहितरं तन्वीं स्वयम्भूर्हरतीं मनः ॥

બ્રહ્માને પોતાની પુત્રિ પર મોહ થયો, એમ વર્ણન કર્યું છે એમ પુરાણમાં જે કથન છે, તેજ વેદમાં છે અને પુરાણમાં અર્થ ગૌરવ વિશેષ છે, વેદમાં જે ન સહમજાય તે પુરાણમાં સહમજાય છે. વેદમાં અને પુરાણમાં અંતર નથી આપણાથી ન સહમજાય એથી આપણે પુરાણમાં છે તે વેદમાં નથી એમ માની લઇએ છીએ, હવે એનું એજ વાક્ય વેદમાં છે. ઋગ્વેદમાં—

पिता यस्त्वां दुहितरमधिष्कन्–

આ પ્રમાણે છે, એજ પ્રમાણે ઐતરેય ब्राह्मणः વિગેરે ગ્રંથોમાં છે. એથી પુરાણ એ વેદજ છે, આ પ્રમાણે વર્ણન કર્યું છે. એથી બ્રહ્મમાં શંકા થાય અને એને વાસ્તે પુરાણ પર શંકા કરીએ એટલે વેદ પર પણ શંકા આવી અને આ શંકા, કરીએ ત્યારે એના કરતાં સૃષ્ટિક્રમની શંકા મ્હોટી મનાશે કારણ બ્રહ્મદેવનો તો મનોભાવ થયો. પણ સૃષ્ટિના ક્રમમાં તો આ શરીરના બે ભાગ થયા અને તેમાંથી ઉત્પન્ન થઇ સૃષ્ટિ; મન કરતાં એમાં મહાન્ દોષ, એથી આપણે એકજ ઇશ્વરની સૃષ્ટિ અને એમાં પુરૂષ તે પુત્ર અને સ્ત્રી તે પુત્રીજ ગણાય.

પણ આપણે વિચાર કરીએ ત્યારે એજ પ્રમાણે તો આપણા શરીરમાંથી ઉત્પન્ન થતી જુ–આદી અનેક પુત્રીઓ આપણે પણ માનવી પડે એ આપણે માનતા નથી તો બ્રહ્માના શરીરમાંથી ઉત્પન્ન થયલી તેને આપણે કેવી રીતે માની દોષ આરોપણ કરીએ. એ પુરાણના દ્રષ્ટાંતે બાધ, અને વેદની દ્રષ્ટિથી વેદ પ્રજાપતિને જગતનું ઉપાદાન કારણ માનવામાં આવે છે અને એમાં રહેલી જે શક્તિ તે સ્ત્રી વાચક હોવાથી એમાંથી ઉત્પન્ન થવાથી પુત્રિ રૂપ માનવામાં આવે છે, એમ શાસ્ત્રથી શંકાનું નિરસન થઇ શકે છે.

## એકી બેકી. ( પંદર પૈસા )

मा हिंस्यात् सर्वभूतानि इति सामान्यशास्त्रं विशेषशास्त्रं अग्निषोमीयं पशुमालभेत इति, विरोधे हि बलीयसा दुर्बलं बाध्यते ॥

આ વેદ પ્રમાણે હિંસાનો બાધ અને હિંસા યજ્ઞમાં કરવી એમ બે સિદ્ધાંત મળે છે, એનો જ્યારે બીજા વાક્યોથી સમન્વય કરીએ છીએ ત્યારે આપણી સ્વાભાવિક વૃતિ બળવાળી હોવાથી જેના સંસ્કાર પૂર્વ જન્મનાં હિંસા યુક્ત હોય એને હિંસા તરફ સહજ વૃત્તિ હરહમ્મેશ રહ્યા કરે છે. હવે એને જ્ઞાન થાય અને

હિંસાથી ધીરે ધીરે શાંત થાય એને વાસ્તે એને મર્યાદિત હિંસાનું કથન છે, એ જ્યારે એની વૃત્તિથી હિંસા તરફજ વળે અને યજ્ઞ કરે ત્યારે હિંસા થઇ શકે એથી એ માર્ગે ધીરે ધીરે વૃત્તિ શાંત થાય એથી સર્વને હિંસાયજ્ઞ આવસ્યકજ છે, એમ નથી અને યજ્ઞમાં થતી હિંસા હિંસા રૂપ નહીં હોવાથી પૂર્વ જન્મના સંસ્કારોમાંથી સ્વાભાવિકિ વૃત્તિને વાળવા સારૂ માર્ગ બતાવવામાં આવ્યો છે. અને એથી તેનું શ્રેય કર્યું છે એમ આપણે નિરંતરની હિંસા કરીએ છીએ. પણીયારામાં, ખાંડણીઆમાં, ચૂલામાં ઘણી હિંસા થાય છે, એમ હિંસા થયા કરે છે પણ જેમ વ્યાપારી લોક વ્યાપારમાં સરવઇયા પરથી નફો તોટો કાઢે છે તે પ્રમાણે–જીવનને વાસ્તે જીવનમાં એવી ઘણી હિંસા થાય છે પણ તે હિંસા હિંસામાં ગણી નથી કારણ એ જીવનથી ઘણાં પરોપકાર પારકાને જીવાડી શકાય છે. એથી મહાન ધર્મમાં સ્વલ્પ અધર્મ સમાઇ જાય છે, આપણે જ્યારે સમાજમાં મેળામાં સ્પર્શાસ્પર્શને જાળવી શકતા નથી ત્યારે આપણને એમ વિચાર આવે છે કે સ્પર્શ કરવામાં દોષ છે, એ જોવા કરતાં દોષ નથી એ જોવું વધારે શ્રેયસ્કર છે, એને વાસ્તે આપણા મહર્ષિઓ अतिजनसमारंभे स्पर्शदोषो न विद्यते ઘણા માણસોના સમારંભમાં સ્પર્શ દોષ નથી એમ કહે છે એથી એમાં સ્વાર્થ સમાયલો છે, એમ આપણને વિચાર આવે છે પણ એમાં સ્વાર્થતા નથી. આપણું શાસ્ત્રબળ અગાધ છે, એમાં સ્વાર્થતા નથીજ એમાં પોતાની મેળે પોતાની મર્યાદામાં રહી પોતાનો ધર્મ સ્વેચ્છાથી પાળે તેની મરજી અને ન પાળે તેને બલથી મનાવતો નથી, આપણા ઘરમાં એક સર્પ ગોળીમાં પડયો હોય તો તે પાણી પી શકતા નથી પણ નદીમાં હજારો સર્પ હોય છે છતાં તે પાણી, પીવામાં સંકોચ આવતો નથી કારણ એનાથી નુકશાન થઇ શકતું નથી. નદીનાં જળનાં અમૃત પરમાણુ આગળ સાપનાં ઝેરી પરમાણુ ઘણાજ ઓછા પ્રમાણમાં વ્યાપ્ત હોવાથી ઝેરને એ અમૃત બનાવે છે અને ઘરમાં, ગોળીમાં સર્પનું ઝેર જળનાં પરમાણુથી અધિક વ્યાપ્ત હોવાથી જળનાં અમૃત પરમાણુને ઝેરી બનાવે છે. એજ

પ્રમાણે એ સિદ્ધાંતથી આપણો મહાન ધર્મ છે. અને એથી પૂર્વ જન્મના સંસ્કારના યોગે કોઇક ફેરો આપણી સ્વાભાવિક વૃતિઘુત તરપ વળી જાય ત્યારે એમાંથી આપણને હાની ન થાય અને પરિણામે લાભજ રહે એને વાસ્તે ગૃહસ્થાશ્રમ ધર્મમાં સ્ત્રી સાથે હિંસા રૂપ યજ્ઞની માફક અધિકાર આપવામાં આવ્યો છે. એમાં ઘુતનો નિયમ, ઘુતનો અધિકાર આપવાથી ઉત્તરોત્તર હોડથી બનાવ્યો છે. પ્રથમ એક બીજીવાર બે ત્રીજીવાર ચાર અને ચોથીવાર આઠ એમ ગણતાં ૧૫ પૈસા પૂરા થઇ રહે છે એથી રૂઢિનાં જ્યાં લગણ યથાર્થ સ્વરૂપમાં ધર્મશાસ્ત્રથી દોષની પ્રતીતી ન થાય ત્યાં લગણ ત્યાગ કરવો ઉચિત નથી.

## સંસ્કાર સિદ્ધિ.

આ સંસારમાં નાના પ્રકારનાં વિષયોથી મનમાં અનેક ઉર્મિઓ ઉભરાય છે. એક શાંત પામતાં પહેલ્લાં બીજી ઉર્મિઓ સમુદ્રના તરંગોની માફક ઉભરાયા કરે છે એમાં પરમ શાંતિ આપનાર સંસ્કાર છે વિષયોથી મન વિરામ પામવું જોઇએ. એ વિરાગ વનમાં બેસવાથી સંધાતો નથી.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणाम्। गृहेषु पंचेन्द्रियनिग्रहस्तपः।

પણ ગૃહસ્થાશ્રમી, એ સાધી શકે છે. એજ તપસ્વી છે એજ યોગી છે ગૃહસ્થાશ્રમજ જીવનનું સાધન છે, એમાંજ પરોપકારની પ્રતીતી થયા કરે છે તીતીક્ષા પણ એજ અનુભવાવી શકે છે, એથી ઇશ્વરે દયાળુ પરમાત્માએ આપણામાં, સંસ્કાર પાડયા છે મનુષ્ય તે મનુષ્યજ ભલે કોઇને મનુષ્યત્વથી રહિત મૂર્ખ જોઇએ પણ એ મૂર્ખજ **સરસ્વતીના સંસ્કારે મંત્ર શક્તિથીજ** મહાન **કવિ કાલીદાસ થઇ ગયા** એ આખ્યાયિકા પ્રસિદ્ધ છે.

## આશીર્વાદ.

જ્યારથી આપણે ઉત્પન્ન થયા, ત્યારથીજ ક્ષયિ; ક્ષય થનારા વિનાશી, અને ઇશ્વર તે અવિનાશી તે અવિનાશીજ. આપણે અલ્પજ્ઞ અને તે સર્વજ્ઞ. આપણે આપણી ઇચ્છા પ્રમાણે કાંઇક પણ કરવાને

સમર્થ નહીં. અને ઇશ્વર સર્વ તંત્ર સમર્થ कतुमकर्तुं अन्यथा कर्तुं समर्थः स एव इश्वरः એથી આપણે ઇશ્વરથી મળેલા સર્વ ફળોમાં શરીર ફળને પ્રાધાન્ય માનીએ છીએ. ગાય ગમે તે ભક્ષણ કરે તો પણ ગાયજ. આંબાની કેરીમાં કીડા પાકતા હોય તો પણ તે કહેવાવાની તો કેરીજ આપણે ગાય મુકીને ગધેડાને ધુઘરી બાફી ખવડાવવા ન જવાના તે નજ જવાના. લીમડાની લીંબોળી મીઠી હશે પણ તેને કેરી નજ કહેવાના એ જગતના ન્યાયે આપણો ન્યાય, આપણો વ્યવહાર આપણા વિચારથી ભલે બદલાતો હોય પણ, એથી કાંઇ જગત ન્યાય ન મૂકે તે નજ મૂકે, જગત્ તો એ વિશ્વાસ પરજ, આપણે આપણો વ્યવહાર વિશ્વાસથીજ ચલાવીએ છીએ. આપણે આપણી બુદ્ધિથી આપણે અલ્પજ્ઞ અને આપણી બુદ્ધિ પરિણામી એથી ક્ષણે ક્ષણે નીર્ણય કરવા બેસીએ-તો પણ સર્વજ્ઞતાના અભાવે નીર્ણય નજ કરી શકવાથી વિશ્વાસ પરજ આધાર રાખવો પડે છે. આગગાડીમાં બેસીને જઇએ ત્યારે ડ્રાઇવર સાવધ છે, કે અસાવધ છે, એ આપણે પૂછતાએ નથી. તાર મૂકાવા જઇએ અને રૂ. ૨) આપીએ. પણ એ કેમ બન્યું ટકોરા કર્યા એટલામાં તાર મૂકઇ ગયો એ-પણ પૂછતાં નથી. આપણો જેમાં ગાડીમા તો નાશ થવા સંભવ છે તેમાં પણ વિશ્વાસજ રાખીએ છીએ-તો-પછી આપણે આપણી ધાર્મિક ક્રિયામાં અવશ્ય વિશ્વાસ રાખવો જોઇએ. એથી સમ્પૂર્ણ આશીર્વાદરૂપ ફળની પ્રાપ્તિ છે.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥
मन्त्रार्थाः सफलाः सन्तु० विश्वासेन तु कौन्तेय ।
[आशीर्वादाश्च सिद्धानां] पूर्ण सर्वं भविष्यति ॥

इतिश्रीद्विवेद्युपनामक श्रीउमाशंकरात्मजेन तापीशंकरशर्मणा संगृहिता पाणिग्रहणसंस्कारपद्धतिः समाप्ता ॥

हरिः ॐ तत्सत् ॥

# ॥ अथ दंपत्योराशीर्वादमंत्राः ॥

परशुरामतनुजेन "जगन्नाथेन" शर्मणा ॥

दंपत्योर्दीर्घमायुश्च कल्याणं प्रार्थ्यते सदा ॥

गौरीपुत्रं स्वर्णाभं निलग्रीवं मातंगास्यं देवानां प्राराध्य स्तोत्राणां स्तुत्यं ग्रामेऽरण्ये ॥ राजद्वारे तोयेऽग्नौ संग्रामे वा विघ्नोपच्छेदार्थं वीरं तं सर्वत्र स्थाने भक्त्याहं वंदे ॥ पूर्वं ब्रह्मान्डं पिंडं पृथिव चापस्ते-जो वायुश्चाकाशं पातालं ब्रह्मासावित्रीविष्णुर्लक्ष्मीः ॥ एतान् वंदे रुद्रं पार्वत्या युक्तं बुध्या सिध्या च क्रीडंतं नित्यं भोगैः काश्मीराभं विघ्नेशं ॥ १ ॥ नागेंद्रास्यं नित्यं नृत्यं नागाधीशारं कारं कारं सारं सारं स्तोत्रं वृंदाराणां मंदारं ॥ सिंदूराभं वंदे नित्यं नित्यानंदं श्रेयोर्थी भूयो भूयो ध्यायं ध्यायं गौरीपुत्रं हेरंबं ॥ २ ॥ ये दैवज्ञाः प्राज्ञास्ते सर्वे ज्येष्ठं हेरंबं सत्पुत्रं श्रीशंभोः गौर्याः स्मारं स्मारं स्तुत्वाऽभ्यर्च्य ॥ वामं सर्वेषां कार्याणां सिद्धिं प्राप्तास्तं देवाद्यं पाणिग्राहे शास्त्रारंभेऽहं वंदे ॥ ३ ॥ स्वस्ति श्रीमदवृद्धाद्याः पुण्याघस्त्राऽदित्याद्याः सर्वे वाराः अश्विन्याद्यैः पुण्यैर्नक्षत्रैर्युक्ताः ॥ विष्कुंभाद्या योगाः कर्त्तव्यैः संयुक्तां दंपत्योः कामक्रीडार्थं कामक्रीडा छंदः काम्यं भूयात् ॥ ४ ॥ मार्त्तंड-स्तारानाथः क्षोणीसूनुः मूनुश्चेंदोर्वागीशो दैत्याचार्यश्छायापुत्रो राहुः केतुः ॥ नक्षत्रैरश्विनाद्यैस्तारायुक्तः स्वामी सर्वे देवाः सुकल्याणं वो नित्यारोग्यं लक्ष्मीमायुः ॥५॥ माकांते पक्षस्यांते पर्याकाशे देशे वासी वक्त्रं कांतं वृत्तं पूर्णं चंद्रं मत्वा रात्रौ चेत् क्षुत् क्षामः प्रातर्नरः खेटो राहुः प्राद्यात् क्रूरस्तस्मात् ध्वांक्षे हर्म्यस्यांते सज्यैकांते कर्त्तव्याः ॥६॥ मत्स्यः कूर्मः क्रोडः सिंहो भितेस्त्राताः पापघ्नो रामो विप्रो रामः सीतेशः कृष्णो बौद्धः कल्की ॥ रूपैरेतैर्विश्वत्राता लक्ष्मीनाथो दिग्पालाः

सश्वद्दंपत्योः प्रेमात्यंतं कल्याणं कुर्वंतु ॥ ७ ॥ देवं वंदे गोविंदं विश्वेशं वेदानंतं तं गोपी गोपीतं खेलंतं राधालिकैः शोभितं ॥ कालिंदीकल्लोले लोले तासामास्यं पश्यंतं वंदे वंदे पथ्यातोये गंगानीरं बिभ्रंतं ॥८॥ लक्ष्मीकांतो विश्वाधारो गोपीनाथो वैकुंठे शोभास्पद्वासा स्तोष्णीषो विश्वेशो वै सर्वेषां ॥ सद्वित्तानं विद्याजिव्हः श्रीकांतो गोपालेशः क्षीराब्धेर्नोमातास्तद्विष्णुर्दैत्यारिः श्रीसिद्धः ॥ ९ ॥ लक्ष्मीनाथं पापस्यान्तं मत्सं कूर्मं वाराहं सिंहाकारं खर्वं रामं कृष्णं बौद्धाख्यं कल्की ॥ ईच्छाविष्णुं ध्यायं स्वांत्यंतं वाचाले रुद्रं ब्रह्मा द्यैर्देवैर्वंदे नित्यं मांगल्यार्थे स्तोतव्यं ॥ १० ॥ लक्ष्मीकांतं शुद्धानंदं मेघश्यामं श्रीवत्सांकं गोविंदं निलग्रीवं विश्वाराध्यं श्रीशंभुं ॥ देवं श्रेष्टं त्रैलोक्येशं पद्मावासं ब्रह्माणं एतान् वंदे सर्वत्रास्यं भूरिप्रिये दंपत्योः ॥११॥ द्वारावत्यां विप्रैर्नित्यं स्तोतव्यं तत् श्रीमंतं भक्त्या ईडये स्वस्थे नीरे स्नात्वा तीरे गोमत्याः॥ लक्ष्मीनाथं विष्णुदेवं वंदेऽनंतं गोविंदं वारं वारं विश्वाधारं सारं सारं संसारं ॥१२॥ कुंभार्धाकारं ताम्रं पात्रं मूले छिद्रं कुर्यात् स्वस्थे तोये कुंडे न्यस्तेस्तस्मिन् पूर्णे नाडिः स्यात् स्थूलाल्पत्वादेयं स्यात् भद्रा षष्टिर्योज्या रात्री षष्टिर्वर्णाः सर्वे दीर्घाः श्लोकोयंवा तत् षष्ट्याः ॥ १३ ॥ गौरीकांतं गंगाधारं लोकाधीशं कैलाशे रम्यावासं कालस्यांतं कर्पूराभं भस्मोद्भूतांगं ध्येयं देवं भीमं भर्गं सर्वं रौद्राख्यं नित्यं नौमि प्रालेयांसोस्त्वेकं बिंबं बिभ्रंतं ॥ १४ ॥ नीलग्रीवो देवा श्रेयाः प्रीतिं देयादन्योन्यं यस्यार्धा भूभृत् कन्यां निरभ्राती क्रीडंती ॥ बालश्चंद्रोऽलंकारो कंठेहारो भोगींद्रो गंगानिर्माल्ये भाले नेत्रे ज्योतिर्दीप्तिर्दंपत्योः ॥१५॥ लीलारंगभ्रंगश्रेणि रंगद्वेषी कल्याणी वाणी रूपा स्तुत्या नित्यानंदा

ऽनंदासश्रेणी ॥ सद्यो दद्यात् विद्यालक्ष्मी माद्या मेघश्रीरूपाद्या द्विधा दुर्गा दुर्गा गर्गादिभ्यो नावद्यम ॥ १६ ॥ देवात्मानं विश्वेशं लोकालोकं सुश्लोकं लोकाराध्यं नैकाकारं नीरे जातं मार्त्तंडं शांत्यै शांत्यै चिंत्यं चिंत्यं वंदेहं वारीजायाः पत्योर्दिव्यं तेजः श्रीशं प्रीत्यै सप्ताश्वं सूर्यं ॥ १७ ॥ आदौ गोत्रं शुद्धं शीलं सामर्थ्यं विद्यावित्तं प्राधान्यं ज्ञातिश्रेष्ठं सर्वांगाणांऽत्राधैक्यंच ॥ वीक्ष्यायुष्यं सामुद्रैश्चिन्हैः प्राधान्यैः संयुक्तं नोदूरं नोऽसुरं भर्त्तारं स्त्री युंज्यात् ॥१८॥ नासन्नं नक्षीणं नोदुष्टं नोवित्ताढ्यं नैकस्थानस्थं वृत्याहीनं क्लीबं काणं कुब्जं पंगु ॥ पातित्यैर्दोषैः पुष्टं हीनांगं गोत्राभ्यां षष्ठं पित्रोर्हित्वा कांताश्रेयार्थं कांतं शश्वत् जह्यात् ॥ १९ ॥ तद्वत्कांतानां गोत्रे मातुर्गोत्रे पिंडानिर्वृत्ता सामुद्रैश्चिन्हैर्युक्ता नोशीलान्या कर्त्तव्या ॥ नोलंबोष्ट्री नोपिंगाक्षी नोहीनांगा सक्रोधा सलग्नभ्रूकेशाधा भ्रात्रा हीना नात्रग्राह्या ॥ २० ॥ पाणिग्राहः श्रीमार्तंडे कौवेरीप्राप्ते फाल्गुणे मीनं हित्वा तद्वन्मेषं चैत्रे पौषे कृष्णेऽर्धे वैशाखे ज्येष्ठेप्याषाडाद्ये त्र्यंशेऽर्ककर्कस्थेप्यादित्ये श्रेष्ठः प्रोक्तः स्त्रीणां मुख्यैर्भूमिदेवैः ॥२१॥ आद्ये सार्धे द्वे वर्षे जन्माह्रां स्त्रीणां शुद्धी दाता स्वामी सोमो पश्चाद्गंधर्वस्तासां नाथेन ॥ त्वां शुध्यंपाणीं यच्छती तस्मान् भुञ्जन्वन्हेस्त्वामिस्त्वं सर्वा संप्राप्ता दत्ता भर्त्तुर्भोग्या ॥२२॥ जन्मान्होष्टाब्दः शुद्धा गौरीनाम्नी गौरीतुल्या दातुर्देया भर्तुर्भोग्या स्वर्याता तस्याः पश्चात् रोहिण्याख्या गोभिर्वर्षैर्दिग्भिः कन्या स्यात्तां दत्वा सर्वेषां दानानां पुण्यं दातुः प्रोक्तं ॥ ३ ॥ एवंपूर्वामन्हः शुद्धिं संलक्ष्याथो लग्ने शुध्यर्थत्वं मध्यान्हं यावत् घस्रं शस्तं कृत्वा रात्रीमध्यायां रात्रौ नाड्यौ द्वे हित्वा कृष्णां पाणिग्राहे ग्राह्या षष्ठे

प्राधान्यात् सूर्यास्तात् गृह्णीयात् ॥२४॥ संध्यालग्नं शस्तं स्यादस्तं-कीर्णानां वैवाहार्थं पंचांगैः शुद्धं यावत खेटो रेणुर्मुख्या ॥ दीनं पंचांगाद्यं शुद्धं मूर्त्यंऽष्टारिस्थं चन्द्रं हित्वा कैश्चिद्विप्रैः भौमोवर्ज्यो शुक्रोष्टारिस्थः ॥ २५ ॥ घातुषष्ठीष्टारम्यां वाणीमुख्यं यंत्रं शास्रं लग्नं दद्यात कुंडे निक्षिप्यैनां श्रेयः संपूर्णां प्रीतिमायुः पुत्रान् सौभाग्यं वित्तं पूर्णं मिष्टं चान्नं कीर्तिः कुर्याद् दंपत्योः ॥२६॥ श्री देवक्याः पुत्रं गोपीकांतं रामं श्यामं पीते वस्त्रे खड्गे शंखे चक्रे पद्मे कौमोदिक्यां ॥ अभ्यासे महान्तारं दैत्यानामर्थोपेतारं राजिश्यंते त्रैलोक्याधीशं तं सौख्यार्थं वंदेहं ॥ २७ ॥ दद्याद्दंपत्योः कल्याणं मूर्त्तिःसर्वे सत्वं सारंगे गोपीनेत्रे प्रीत्यै कांता निश्रिता यस्याः ॥ वामांगे संलग्नं शृंगीराजत् विद्युत् वल्ली वा मेघे वा कालिंदीतोयेहं श्रीशं वंदे ॥ २८ ॥ सावित्रीशो लक्ष्मीकांतो गौरीनाथो दिक्पालो विश्वेशः पूषाचंद्रो भौमः सौम्यो वाणीभर्त्ता ॥ शुक्रः क्रोडो राहुः केतुर्नक्षत्रैरश्विन्याद्यैः कामं मोक्षं धर्मं चार्थं यच्छंत्येते दंपत्योः ॥२९ ॥ इंद्राणींद्रे लक्ष्मीकृष्णे आदित्ये चंद्रे रोहिण्याग्रे ब्रह्मासावित्र्यै कल्याणं कुर्वंतु रुद्राणिभैः ॥ कृष्णापार्थे सीतारामे कामे प्रीति गंगांभोधौ यद्वत तद्वत् कन्याभर्त्रोः कांतेशं भागीरथ्याः ॥ ३० ॥ एवं वध्वोर्भव्याऽभव्येश्चिन्हैर्वीक्ष्यं संधायाथो संतानार्थं मेलाध्याये मैत्रीमालक्ष्येत् ॥ नाडीवेधं रक्षो मर्त्यं षट्काष्टं यन्मर्त्यो योनी मैत्री तारातिस्रो बाणाः-सप्ताख्यास्त्याज्याः ॥ ३१ ॥ वित्तं रिष्फं गोबाणं वश्यावश्यं राशीनां वै कूटलयं दंपत्योः सर्वां मैत्रीं शुद्धां संचिंत्या ॥ मेलाध्यायेऽध्याये चान्ये योगाः प्रोक्तास्तांस्तत पश्यं पाणिग्राहे पत्याग्नौ पाणिं संपीड्यात् ॥३२॥ ब्राह्मो दैवार्षः प्राजापत्याश्चत्वारोढाहाः पुण्याः पुण्यैः

प्राज्ञैः पूर्वैः पुंभिः प्रोक्तास्तेनो सप्त ॥ त्रिघ्नान् त्रिस्त्रिघ्नान् त्रीद्वि-घ्नान् त्रीन्वस्यान् प्रत्येकं श्रेण्या पुण्यैः पूर्वान् पापान् पातुं पुष्टा ॥ ३३ ॥ ते चत्वारः पुण्ये देशे पुण्ये काले पुण्येऽन्हि प्राप्ते प्रावः कन्यां संभूष्य तां तस्मै दद्यात् ॥ दैवे दाक्षिण्या मार्षे गोयुग्मं दत्वा प्राजापत्ये धर्मो वा संगे सालंकारां गां दत्वा श्रेयः स्यात् ॥ ३४ ॥ द्रव्यादानात् क्रव्यादो गांधर्वोऽन्योन्यप्रेम्णा युद्धादेवारीणां कन्यां शुद्धां प्रोन्मत्तां क्रोशंतीश्छद्मा हत्वा पैशाचः पापिष्टो ह्येतेषां मायीनां नोकालो नोलग्नं नोलग्नांशाः प्रोक्ताः ॥ ३५ ॥ तज्ञा पापाचाराः अन्या येदुष्टास्ते जातिभ्रष्टाभिः प्रव्रज्ञाभिः कांतानुष्णूनुत्पश्यंतो ॥ अग्रे सर्वावश्यां स्त्रीन्नो पक्षे ब्रह्मादिस्तंबांतं नैवध्याये सद्गर्ते क्षेप्तारः ॥ ३६ ॥ अथोद्भूतानां दैत्याऽदित्याचार्याच्छायाब्राणां दिक्चंद्रान् घस्त्र संक्रांते साम्यं सिंहे नीचे च क्रान्तेप्यंत्रे घेष्टां ॥३७॥ विद्धं दंपत्योर्नक्षत्रं दग्धं विद्धं क्रूरेणाक्रांतं क्रूरैर्मुक्तं नेंदोर्भोग्यं निर्मुक्तं वा ॥ षण्मासं राव्हाक्रांतं पंचोत्थातैर्भूमीदैवैर्यामोद्भूतैर्जुष्टंभानोर्त्रि-साख्यं स्वं जह्यात् ॥ ३८ ॥ सूते जायापत्यो राशौलग्ना दंध राशी भोगोलीवर्ज्यं मासं घस्त्रं गह्वांतं तां ॥ तं पातं भद्रां किंस्तुघ्नं दर्श दर्शाद्यं क्रूरे वारेन्हिकालां होराख्यां खार्जुराख्यैर्द्युब्जेः ॥ ३९ ॥ न्यूनाधिक्यौ द्वौ मासौ नो शस्तौ दंपत्योर्लग्नं तावेतौं ॥ त्रीन्वारा-नेको घस्त्रोप्यः स्पर्श तद्द्वारो वा घस्त्रां स्त्रीं त्वज्जह्यात् ॥ ४० ॥ केचिच्छिष्टाः पूर्वाचार्याः धिष्णानां वेधे नाडिवेधे खार्जूरे खेटौ द्वौ रेखैकं तूर्ये तूर्ये ॥ नाद्यं युग्मे त्र्याख्यं पादं वेधं जल्पंतः प्रीतीलग्ने प्राज्ञा दैवज्ञां भव्यां शुद्धिं तंवंदे ॥ ४१ ॥ येके योगाः नक्षत्रैर्घस्त्रै-र्वारैर्योगैर्ये प्रोक्ताः प्राज्ञैस्ते सर्वे भ्रूणाद्यन्देशान् वंगानंगांस्त्य-

क्त्वा लग्नं प्राधान्यात् देशानां हित्वा मन्येषां ज्यो तेर्विद्भिर्निर्दोषं लग्नं ध्यायं देयं स्यात् ॥ ४२ ॥ त्रेवा गह्लांतो गोसंख्ये गोसंख्ये नक्षत्रांते संधे तूर्या तूर्या नाड्यो द्वेरिक्ता पूर्णांते ॥ एकामेकां नाडीं तूर्ये तूर्ये लग्नस्यांते जन्मन्युद्वाहे नेष्टांस्तां दूरं शश्वत् जह्यात्॥४३॥ नाडीवेधे मृत्युकाराण्यश्विन्यादीनि त्रिणी स्थानारोप्य रेवत्यंता न्येवा वेधोपि सर्पाकारान्येवं भानिद्वारिण्या भर्तुर्मध्ये स्त्रीन्पश्चात् पुत्राद्यानां नृणां पत्नी नैवालोक्यात् ॥४४ ॥ रिष्फे नोवित्त दिक्षष्टे नोपत्यं शत्रूनाथा राशीशान् हित्वा मित्रे केशान् वश्यान् शस्ता ॥ नेवं सिंहं हित्वा मर्त्यानां श्यास्तेयोद्भवास्तेषां भक्ष्याः सर्वे लिंहित्वा सिंहस्यैवं वश्यामैत्रीं ॥ ४५ ॥ दे मारामादे मादेदे रारा मामा देरा देरारा मामादे रारामा देदेवो ॥ मा मर्त्यो रा रक्षो वत्ते दैवज्ञोक्ते श्रेष्टाप्रीतिः स्वे स्वे मध्यो देमेवैरं देरेमारा मृत्युः ॥ ४६ ॥ अश्वेभाजाः सार्प्पाः सार्प्पाः श्वामार्जारो मेषोऽस्तु आखुर्गो काल्यो व्याघ्रः कालिसिंहो न्यकु मृगो श्वाकीशो बभ्रूकीशः सिंहोश्वः सिंहो धेनुर्द्विपच्छागः क्रमात्येषां योनिर्वैरां दंपत्योर्भृत्येशानां श्रेष्टाः गोवै व्याघ्रं कुंभीसिंहं वाजीक्काल्योः श्वानैणं बभ्रूणीसर्पैर्बद्धं वैरं कीशानां मेखैश्च ॥ तद्वत् मार्जाराणां गौरीसुनोर्वाहैः सार्द्धं तद्भृत्येशानां मेखैरन्योन्यं वैरं शश्वद्वर्यं स्यात् ॥ ४८ ॥ आपार्श्वे येच्छेत्केंद्रे सूतेस्तत्र सूखेटेंद्रोस्ते तत्कालं सर्वं मैत्रिं प्राप्ताः संत्यो दंपत्योः ॥ उद्वाहे श्रेष्टां मैत्रीं कुर्युक्भृत्याधीशानां चैतत्कालं पत्नीं भर्त्रशो मित्रे संख्याधिक्यां ॥ ४९ ॥ दैत्येंद्राणां देवेंद्रस्याप्याचार्यौ तौ द्वौ विप्रौ आदित्यक्ष्मापुत्रौ द्वौ राजन्यौ तद्वच्चंद्रो वैश्यः सौम्यः शूद्रः छायापुत्रो राहू संकीर्णा वर्णाः भर्तुः स्त्रीणां चासौ शश्वत् श्रेष्टाः ॥५०॥

वृश्चिककर्कौ मीनो विप्रो धन्वी मेषः सिंहः क्षत्रं कन्यानक्रो वृषगो वैश्यं ॥ मिथुनस्तूलो कुंभस्त्रीन् शूद्रः पाणिगृह्णान्नोवर्णोत्कृष्टो नीचः पाणिं पीड्यात् ॥९१॥ मूर्त्तौ वाक्याकोराऽज्ञान् हित्वा षष्टे शुक्रेन्दुलग्नाधीशं क्ष्मापुत्रं हित्वा तौ द्वौ खेटेंद्रौ त्याज्यौ ॥ रंध्रे चंद्रो राज्ञाचार्यात् शुक्रात् तान् सर्वान्स्ते हित्वा जीवाऽनौ तौ द्वौ द्यूने सामान्यौ लग्ने कुर्वित ॥९२॥ आये षट् क्रूरा खेटास्ते सर्वे तत्र श्रेष्टा मार्तंडच्छायापुत्रो रंध्रे राहुर्लग्नं द्युन्वं ॥ हित्वा यस्तंरेखायां शस्तं क्रूराक्रांतं त्यक्त्वा बंधो भंगस्तच्चंद्रो सौम्यर्क्षे साम्येक्षं ॥९३॥ सौम्या-खेटा भंगस्थाने चिंत्यं रेखायच्छंत्येते पापाः सर्वे खेटा लाभे श्रेष्टा प्रोच्यंते ॥ छायापुत्रो नेष्टो रिष्फे भृत्येभृत्ये शुक्रो व्योम्नि क्ष्मापुत्रो शिघ्रं बालघ्निं कन्यां कुर्यात् ॥ ९४ ॥ छायापुत्रे पुत्रघ्नि दैत्याचार्यो गौरी साध्वी पौष्णी स्वादाज्जीवस्याऽद्रष्ट्या नो कुर्यात् ॥ खेटानां रेखालग्ने तूर्याणां सौम्यानां सौम्याः पंचार्द्धोनां बाढं श्रेष्टाः श्रेष्ट-दैवज्ञैर्ग्राह्या॥९५॥ एवंज्ञो रेखानां सौम्या पंचोर्द्धा शुद्धं खेटानां कृत्वा पश्चाल्लग्ने तेषां द्रष्टिं पापाः पापानां संचिंत्यं लग्नांशे शोर्युक्ता ॥९६॥ मूर्तौ षष्टेरंध्रे चंद्रो कन्याघ्नं तद्वत् कांतघ्नं भौमं क्रांतिसाम्यं तद्वत् कालीकाक्षं सर्वेषां वर्णा वर्णानां लोकालोकानां देशे देशे ग्रामे ग्रामे प्रज्ञास्तल्लग्नं यच्छंति ॥९७॥ एवं लग्नं सांशं सांऽशाधीशा सौम्या सौम्यैर्मिश्रः संस्थानस्थैर्वीर्येणान्यं शुद्धं कृत्वा दंपत्योः ॥ पाणिग्राहार्थं बुध्वान्यैः सद्दैवज्ञैः पाटीं गुण्यां कार्यैः संभाव्यः कालः स्पष्टः कार्यः॥ ९८॥ गंगा सिंधूगौ काली गंगी रेवा कालिंदी क्षिप्रा वेत्रा चर्मन्वत्यां गंडक्यां वेध्यां रुयाता मह्यां नद्यां हस्तं पादं क्रीडंतोन्यैः पुण्यै-स्तोयैः स्नात्वा दंपत्योराधिव्याधिदुःखं पापं छेदंतु ॥ ९९ ॥ इति ॥

द्विवेदी परशुरात्मजगन्नाथ शर्मा ।